શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# મહાશ્વેતા કાદમ્બરી.

## નાટકનાં ગાયનો તથા ટુંકસાર,

રચનાર,
કવિ ચિત્રકાર, ફુલચંદ ઝવેરચંદ શાહ.
(મહાસતી અનુસુયાના લેખક, તથા સુકન્યા સાવિત્રીના
મદદનીશ લેખક.)

છપાવી પ્રસીદ્ધ કરનાર.
નકુભાઇ કાલુભાઇ શાહ.
માલેકઃ—"શ્રી આર્ય નૈતિક નાટક સમાજ."
હાલ મુકામ અમદાવાદ ભારતભુવન થીએટર.

પ્રત ૨૫૦૦. સને ૧૯૨૫. આવૃત્તિ ૩ જી.

આ બુક વાડીલાલ બાપુલાલ શાહે છાપી.
જૈન એડવોકેટ પ્રેસમાં ઘીકાંટા વાડી—અમદાવાદ.

કીમત ૪ આના.

શ્રી ગણેશાયનમઃ

# "મહાશ્વેતા-કાદમ્બરી,"

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

મંગલાચરણ—વસ્તુ વિવેચન.

### અંક ૧ લો.



પ્ર. ૧ લો—હેમકુટ પર્વતપર આવેલા અચ્છોદ સરોવર પાસેના પ્રદેશમાં હંસરાજ ગંધર્વની પુત્રી મહાશ્વેતાનું સખીઓ સાથે આગમન. પોતાના મિત્ર કપિંજલ સાથે સ્નાન નિમિત્તે આવેલા મહામુની શ્વેતકેતુના કુમાર પુંડરીકે કર્ણમાં ધારણ કરેલી કુસુમ મંજરીનો સુગંધ પ્રભાવ; મહાશ્વેતા તથા પુંડરીકના પ્રેમનું પ્રથમ દર્શન.

પ્ર. ૨ જો—બીજીવાર પરણવાનો ખખારો લઇ બેઠેલ બુઢા સદાનંદને શેરીનાં છોકરાં પજવે છે, ને સન્યાસી થઈ જવા કહે છે. પૈસાનો લોભી ચીદાનંદ આવી ચડે છે અને પૈસાની લાલચે બુઢાને નવજવાન બાળા પરણાવી આપવાનું ક્રૂર કામ કરવા તૈયાર થઈ પરદેશ જવાનું નક્કી કરે છે. બુઢાનો આનંદ.

પ્ર. ૩ જો—કામની છેલ્લી સીમાએ પહોંચેલા પુંડરીકની દુર્દશા. ચંદ્ર તથા પુંડરીકનો અરસપરસ શ્રાપસંભ્રમ. મહાશ્વેતાને લઇ કપિંજલના આવતા પહેલાં પુંડરીકનું મરણ, કપિંજલનો વિલાપ, પતીના સુખની આશાએ આવેલી મહાશ્વેતાની નીરાશા; રંગમાં ભંગ; પતી સાથે બળી મરવાની તૈયારી કરતાં આકાશવાણીદ્વારા શાંત્વન. પુંડરીકના શબનું આકાશગમન.

# " મહાશ્વેતા—કાદમ્બરી.

## નાટકનાં પાત્રો.

### સ્ત્રી વર્ગ.

કાદમ્બરી... ...ચિત્રસેન ગંધર્વની પુત્રી. મહાશ્વેતાની સખી.
મહાશ્વેતા ...હંસરાજ ગંધર્વની પુત્રી.
તરલીકા... ...મહાશ્વેતાની પ્રિય સખી.

મદલેખા...... } કાદમ્બરીની પ્રિય સખીઓ.
તમાલીકા...... }

ગૌરી... ... ...હંસરાજ ગંધર્વની રાણી.
રોહિણી... ...ચંદ્રની એક કળા.
મદિરા ... ...ચિત્રસેન ગંધર્વની રાણી.
સુશીલા... ...એક લોભી બ્રાહ્મણની છોકરી,

### પુરૂષ વર્ગ.

પુંડરીક ... ...શ્વેતકેતુ મુનીનો કુમાર.
કપિંજલ... ...તેનો મિત્ર.
ચિત્રસેન... ...ગંધર્વનો રાજાધિરાજ; કાદમ્બરીનો પિતા.
હંસરાજ... ...ખંડીઓ ગંધર્વ રાજા.
ચંદ્ર... ... ...રોહિણીપતિ.
કુબેર... ... ...દેવતાઓનો કોષાધિકારી,
કેયુરક ... ...કાદમ્બરીનો વીણાવાહક.
સદાનંદ... ...એક વૃદ્ધ બ્રાહ્મણ.
ચીદાનંદ......દ્રવ્યલોભી ખટપટીઓ ભિક્ષુક બ્રાહ્મણ.
સુવર્ણશાસ્ત્રી...પૈસાનો લાલચુ બ્રાહ્મણ સુશીલાનો બાપ.

## પૂર્વજન્મ અંશાવતારી પાત્રો.

**ચંદ્રાપીડ**.........ચંદ્ર.
**વૈશમ્પાયન**......પુંડરીક.
**તારાપીડ**.........ચંદ્રાપીડનો પીતા.
**શુકનાસ**.........વૈશમ્પાયનનો પીતા તારાપીડનો પ્રધાન.
**જાબાલી**.........ત્રિકાળજ્ઞાની મહાત્મા.
**ઇંદ્રાયુધઅશ્વ**......કપિંજલ.
**પત્રલેખા**.........રોહિણી.

### પુનર્જન્મ.

**શુદ્રક**...........ચંદ્રાપીડ.
**શુકશાસ્ત્રગંજ**...વૈશમ્પાયન.
**ચાંડાલકન્યા**......પુંડરીકની માતા-લક્ષ્મી

એ સિવાય વારાંગનાઓ, સિપાઇઓ, યોગિનીઓ, વૈમાનીકો. યક્ષો વિગેરે વિગેરે.

પ્ર. ૪ થો—અભિસારિકા મહાશ્વેતાની શોધાશોધ. પતી પાછળ પ્રાણત્યાગ કરવાને તત્પર થએલી મહાશ્વેતાને માતા પીતાનો બોધ; અખંડ શીયળવ્રત ધારણ કરી યોગિની રૂપે જીવન ગાળવાના નિશ્ચયથી મહાશ્વેતાનું તપ કરવા માટે જવું.

પ્ર. ૫ મો—ચિત્રરથ ગંધર્વની પુત્રી કાદમ્બરીનો વિહાર વાટીકામાં સખીઓ સાથે વાર્તાવિનોદ. કુમારિકા તરીકે જીવન ગાળવાનું પસંદ કરનારી કાદમ્બરીને સંસારમાં પતીના લાભ સમજાવવાનો સખીઓનો પ્રયત્ન.

પ્ર. ૬ ઠો—જાગીરદાર તરીકે મોટા ડોળદમામથી સદાનંદ પોતાની કપટકળામાં એક લોભી બ્રાહ્મણને બોળવાને ફસાવે છે. સદાનંદનાં લગ્ન સુશીલા નામની બ્રાહ્મણકન્યા સાથે થાય છે.

પ્ર. ૭ મો—પોતાના તપના પ્રભાવ વડે કરીને પુંડરીકના શબની પાછળ કપિંજલનું સ્વદેહે ચંદ્રલોકમાં આગમન; દેવતાઈ આયુધોનું પ્રાગટ્ય; વૈમાનિકના શ્રાપથી ઇંદ્રાયુદ્ધ નામના અશ્વરૂપે કપિંજલનું પૃથ્વીપર પડવું.

## અંક ૨ જો.

પ્ર. ૧ લો—શ્રાપના દોષથી તારાપીડ રાજાને ત્યાં થયેલા ચંદ્રના અવતાર ચંદ્રાપીડને યુવરાજ્યાભિષેક: પત્રલેખા નામક રોહિણીનું ઇંદ્રયુદ્ધ સાથે રાજસભામાં આગમન, ભિન્ન ભિન્ન સ્વરૂપે ત્રીપુટીનો સમાગમ.

પ્ર. ૨ જો—બુઢ્ઢા ધણીને પરણીને પસ્તાએલી સુશીલા પોતાના ધણીના ડોળદમામનો ભેદ જાણી. બળાપો કરતી આવે છે; સદાનંદ તેને સમજાવે છે, ત્યાં ચીદાનંદ આવી ચડે છે. સુશીલા ચીદાનંદને જોઇ વધારે ચીડાય છે, ને હૈયાની બળેલી સ્ત્રી પોતાને ઉંડા કુવામાં ઉતારનાર પાજી ચીદાનંદશાસ્ત્રીને કપાળમાં ડામ દે છે. પાપીને પાપની સજા મળે છે.

પ્ર. ૩ જો—ચિત્રસેન ગંધર્વ તથા રાણી મદિરાનો કાદમ્બરી ને પરણાવવાનો દુરાગ્રહ; મહાશ્વેતા તરફથી સંદેશો લઇ આવેલી તરલીકાનો ઉપાલંભ.

પ્ર. ૪ થો—દિગ્વિજય અરથે પૃથ્વિ પર્યટન કરતો ચંદ્રાપીડ સૈન્ય સહિત વિશ્રાન્તિ લેવા કાજે મુકામ કરે છે. ત્યાં શંકરનું આરાધન કરવા આવતી મહાશ્વેતાને જોઇ આશ્ચર્ય ચકિત થાય છે. દુઃખી હૃદયને દીલાસો. સાધ્વીની તપાસદ્ધિ; રાજકુમારનું આતિથ્ય; નહિં પરણવાની પ્રતિજ્ઞાવાળી કાદમ્બરીને મનાવવા માટે મહાશ્વેતાની સાથે ચંદ્રપીડનું ગંધર્વ નગર તરફ પ્રયાણ.

પ્ર. ૫ મો—કન્યાવિક્રયનું કાળું કામ કર્યું એ પાપના ફળમાં સ્ત્રી તથા પૈસો તમામ ગુમાવી, સાધુ થઇ ગયેલા સુવર્ણ શાસ્ત્રીને ચીદાનંદ મળે છે અને પોતાને ડામ દેનાર સુશીલાના અવગુણ ગાય છે. સુશીલાનો બાપ ચીદાનંદને તેના ક્રૂર કામ માટે ઠપકો આપી પોતાની માફક સાધુ થઇ જવા સમજાવે છે. ત્યાં કાદમ્બરીને મળવા જતી મહાશ્વેતા આવે છે, ચીદાનંદ તેને જોઇને ચલીત થાય છે. મહાશ્વેતા તેને શ્રાપ આપે છે કે તને સ્ત્રીની મોહિની છે તો જા "આજથી જગતમાં તું સ્ત્રીરૂપે દેખાડશ" ચીદાનંદની ફજેતીની શરૂઆત.

પ્ર. ૬ ઠો–યૌવનના મદમાં આવેલી કાદમ્બરી તરફ સખીઓનું અટ્ટહાસ્ય, મેના પોપટનો ઝગડો, ચંદ્રાપીડનું દર્શન થતાં મનમાં પીડા પામતી કાદમ્બરીનું પ્રેમ પાશમાં સપડાવું, તાંબુલ સ્વીકાર,

પ્ર. ૭ મો—સૈન્યની છાવણીમાં ચંદ્રાપીડનું આગમન. પીતાનો પત્ર વાંચી સૈન્યની લગામ વૈશમ્પાયનને સોંપી યુવરાજનું તુરત તુરત ઉજ્જયની તરફ પ્રયાણ. પુર્વ સંસ્કારથી પાછળ રહેલા વૈશમ્પાયનનો ચિત્તભ્રમ.

પ્ર ૮ મો—સાધ્વી મહાશ્વેતાનું શિયળ ભંગ કરવાના પ્રયત્ન માટે વૈશમ્પાયનને શુકજાતીમાં પડવાનો શ્રાપ; ચંદ્રાપીડ તથા મહાશ્વેતાનો પુનઃ મેળાપ વૈશમપાયનને શ્રાપ થયાના, સમાચાર સાંભળતાં ચંદ્રાપીડનું હૃદય ફાટી જવું કાંદમ્બરી તથા પત્રલેખાનું કલ્પાંત. અશ્વરૂપે રહેલ કપિંજલનું મુળ સ્વરૂપ પામી આકાશ માર્ગે ચાલ્યા જવું.

## અંક ૩ જો,

પ્ર. ૧ લો જાબાલી મુનિના આશ્રમ પાસેથી ઋષિ કુમારોને શ્રાપના દોષથી શુકરૂપે પડેલા વૈશમ્પાયનની પ્રાપ્તિ. પોપટના બચ્ચાનું પૂર્વવૃત્તાંત જાણવા ત્રિકાળજ્ઞાની મુની જાબાલીને ઋષિકુમારોએ પુછેલો પ્રશ્ન.

પ્ર. ૨ જો—શુક જાતીમાં પડેલા વૈશમ્પાયનના ઉદ્ધાર માટે કપિંજલનો સ્તુત્ય પ્રયત્ન, પુત્રના પાપકર્મથી ચાંડાળ કન્યારૂપે અવતરેલી લક્ષ્મીને ચંદ્રાપીડના સભાસ્થાન પ્રત્યે જવાની સૂચના.

પ્ર. ૩ જો—ચીદાનંદની ફજેતી હાસ્ય વિભાગની પૂર્ણાહુતી.

પ્ર. ૪ થો—શુદ્રકના સભાસ્થાનમાં ચાંડાલ કન્યારૂપે લક્ષ્મીનું પોપટ જાતીમાં રહેલ વૈશમ્પાયન સાથે આગમન. શ્રીમુખે પોપટનું પૂર્વવૃત્તાંત શ્રવણ કરતાં શુદ્રકનુ મૂળ સ્વરૂપને પામી ચંદ્ર લોકમાં જવું વૈશમ્પાયનના શ્રાપનો અંત.

પ્ર. ૫ મો—ચંદ્રાપીડના સ્થુળદેહની સેવા—રક્ષા કરતી કાદમ્બરીને, તથા પુંડરીકના દર્શનની આશામાં દિવસ નિર્ગમન કરતી સાધ્વી મહાશ્વેતાને પતીનો મેળાપ. સતીઓના સતીત્વ પ્રભાવથી સત્ય પ્રેમનો વિજય, આનંદોત્સવ દેવતાઓનાં આશીર્વચન સાથે નાટકની પૂર્ણાહુતી. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

શ્રી ગણેશાયનમઃ

# "મહાશ્વેતા-કાદમ્બરી"

## નાટકનાં ગાયનો.

મંગળાચરણ-

સુત્રધાર—

શ્રી ગુણ ગણપતી શુભ મતિદાતા—શ્રી
હરો કુમતિ હરીહર સુખદાતા—શ્રી
લંબોદરને લાગું પાય,
ગિરિજાસુત ગુણનિધિ ગણરાય
સ્મરતાં સંકટ દુર પળાય.
કરો સફળ કૃતી શુભ મતિદાતા—શ્રી.

બાળાઓ—વંદુ સરસ્વતી ભગવતી ભુવનેશ્વરી સરવેશ્વરી(૨)
ભારતી કરી આરતી પ્રેમેપૂજુ પરમેશ્વરી—શ્રી.

નટી, બાળાઓ— ૧

હાંરે પ્રેમ સાચો પ્રભુતણું ધામ છે,
હાંરે સાચા પ્રેમીના બેલી શ્રીરામ છે,
બેલી શ્રી રામ છે.......................હાંરે.
કાચા જે પ્રેમના પ્રવાહમાં તણાય છે,
નાવ તેનું ભાગી ભચકાઈ ભૂકો થાય છે.
વાલમ વનિતા વિશ્રામ છે (૨) —હાંરે.
અંતર બન્નેનાં અંતરમાં સમાય છે.

જેમ શુદ્ધ સાકર પયમાંહી મળી જાય છે.
તે દંપતિના અમર નામ છે—(૨)........હાંરે

મહાશ્વેતા— ૨

આવે ક્યાંથી મધુરી મધુરી સુવાસ(૨)
પુષ્પ અપરિચિત પામ્યું કો વિકાસ ....આવે
સમીર સ્વર્ગ તણો નીકળી પ્રવાસે.
રહ્યો પ્રસરાવી સુગંધી ચોપાસે.
પામ્યું તન મન મારૂં અતિશે ઉલ્લાસ....આવે

સખીઓ— ૩

એ સાહેલીરે (૨)સમજી કરીએ પ્રીત.
નથી સ્હેલીરે (૨) અટપટી પ્રીતની રીત.
બોલો અનેક સુણી બીજાના બોલ તોળી બોલીએ.
સામાનુ દીલ જોયા વિના નવ આપણુ દીલ ખોલીએ.
અંતર સામાનું ભાળી ભરીએ ડગલું સંભાળી,
એક હાથે પડે કેમ તાળીરે .......(૩)........સમજી

મહાશ્વેતા—સખીઓ— ૪

મંજરીએ મનડુ મોહ્યુંરે.
મનગમતી મહારાજ મારા મનગમતા મહારાજ
એથી દીલડું અમ પ્રોયુંરે........મનગમતા.

પુંડલીક—"શું આપુષ્પ તમને બહુ ગમે છે ?"
મહાશ્વેતા-મનને તો ગમતુ ઘણું મુખથી કેમ મગાય ?
વીણુ પ્રીછયે વીણુ પારખ્યે ઘટે માન મુનિરાય

પુંડરીક—માગ્યે માન ઘટે નહિં જેવું જ્યાં દાતાર
સુખે સ્વિકારો પુષ્પ આ ધરો કર્ણ મોગર,
સખીઓ—અતિ ઉદાર દિલ તમ જોયુંરે...........મનગમતા.
મહાશ્વેતા-સખીઓ— ૫
અમે જઈશું, અમે જઈશું, હવે અમે જઇશું રાજ
રસભીના તમે આવજો..............અમે.
આવી મંજરીઓ નિત્ય લાવજો
પ્રેમે પરિમલ પ્રસરાવજો.......... અમે.
મુનિવર અમશું પ્રસંગ પાડી દર્શન દેજો દાંડી દાંડી
અમ સરખું કંઇ કાજ જરૂર તમે કહાવજો.
તમે આવજો......................અમે.

૬

છોકરાં—કાકા લ્યો સન્યાસ, લ્યો સન્યાસ, લ્યોને સન્યાસ,
તજો બુઢ્ઢાપે બૈરીની આશ.......................કાકા
સદા—આવ અહિંઆં તું આવ તારૂં પાણી બતાવ,
તને સમજાવું સાચો સન્યાસ.........................કાકા
દીલમાં ફાંટો જાગ્યો,
નહિરે માનું હું તો નહિરે માનું;
મને ઘોડે ચડયાની હોંશ હો રાજ.........દીલમાં
છોકરો—( કાકા આ અવસ્થાએ તો માળા શોભે માળા )
સદા—(ભુલ્યો દીકરા ભુલ્યો માળા નહિ પણ બાળા શોભે બાળા)

૧૨૨૭૪



સદાનંદ— ૭

લાવું લટકાળી હાં મટકાળી
કોઇ જુવતી જોબનવાળી........લાવું.
નખરાળી કોઇ નાર રૂપરૂપનો અંબાર,
રંભાથી પણ રઢીઆળી; સુંદર શ્યામા સ્નેહાળીઃ
અણીઆળી આંખડીવાળી........લાવું.

ચીદાનંદ—બાસઠનો બુઢ્ઢો આ વરશે બાર વરસની બાળી,
સદા—વૃદ્ધા હો કે બાળી હો વળી હો ગોરી કે કાળી,
ઘરની શોભાછે ઘરવાળી........................લાવું

મહાશ્વેતા— ૮

બોલો બોલોને અંતરના બેલી નાથ વિનવું કરજોડી
પિયુ જાશો કયાં અમને છોડી ?
પ્રીતિ જન્મો જન્મ તણી તોડી—બોલો

સાખી.

હાથે આવી હંસલો ઉડી ગયો આકાશ.
જઇ બેઠો દૂર દેશમાં હવે મળવાની શી આશ.
મરજાદ મેં કુળની છોડી (૨)
તમ સંગે મેં પ્રિતડી જોડી;
ઉઠો ઉઠોને અંતરની કરીએ વાત; રાત રહી થોડી

આકાશવાણી—સાહસ નવ કર શાણી.
આત્મઘાતનું પાતક શીર તાણી.
પુનઃ સમાગમ થાશે,
શોક તજી દે વીધિ વાકય જાણી.

મહાશ્વેતા— ૯

વિષય તજી ભજું હું વિષધારી
કરૂં જઈ પ્રસન્ન ત્રિપુરારી
જુઠી આ જગત તણી જંજાલ
ત્યાગી સહુ ભોગ કષ્ટકારી
શીયળવ્રત અખંડ ધારી કરૂં. (૨)

કાદમ્બરી-સખીઓ— ૧૦

અજબ બહાર શી બની (૨)
બ્હેની વીશાળ વીશ્વ વટીકા તણી
રચી રચના અદ્ભુત મુખે જાય ના ભણી
પચરંગી ફુલડાં ઘણાં ખીલી રહ્યાં ચોપાસ,
કઇંક નવલ રંગે ભર્યાં કઇંક ભર્યાં સુવાસઃ
રૂપ કઇંકનું નીહાળી જાય નયણાં ઠરી,
ગુણ કઇંકના લોભાવી લે છે હૃદયાં હરી,
ગુણવતી ગુણ સુગંધીને વળી જો રૂપને રંગ
પરખ્યા વીણ નવ પાડીએ પુષ્પની સંગ પ્રસંગ.

સખીઓ— ૧૧

પતી વીના પ્રમદાના મનના પુરાય ક્યાંથી કોડ ?
કહે સખી પુરાય ક્યાંથી કોડ ?
સરજનહારે સરજી જગમાં નરનારીની જોડ (૨)

પશુ પક્ષી વન વૃક્ષ નીહાળો.
સૃષ્ટિમાંહી સઘળે જઈ ભાળો,
નાના મોટા જીવજંતુમાં પણ એવી નથી ખોડ;
રાખી પણ એવી નથી ખોડ..........સરજનહારે.
કાદમ્બરી—પ્રભુ ભજયે સહુ પાતક ટળતાં,
અખંડ સુખડાં સહેજે મળતાં.
પ્રભુ વીના ચાહેલી ભવમાં હરાયજીતી હોડ-સરજન
સદાનંદ— ૧૨
મુખ માધુરીમાં મોહ્યા મટકાળી
મુકીને માન ઘુંઘટો તારો ખોલ-પ્યારી-ઘુંઘટો-
સુશીલા—વખત વિચારો વાલમા કંઈ બોલો વિચારીને બોલ
લોકો દેખે હું લાજી મરૂં પિયુ તેનો કરોને કંઈ તોલ
સદાનંદ—વાતે વીતે વખત અણમોલ....પ્યારી ઘુંઘટો
સુશીલા-વ્હાલની વાતો વાંચી નથી વળી જાણું નહીં હુ પ્રેમ બોલ
શીષ્યા બનાવો,, સઘળું શીખાવો;
સદાનંદ—વ્હાલા લાગે કાલા કાલા બોલ-તારા વ્હાલા લાગે
વ્હાલી શાને ઉભી તું અબોલ-પ્યારી ઘુંઘટો.
ચંદ્રની કળાઓ— ૧૩
તાના દીમ તદીમ તદેંમ તનનન
દીમ તદીમ તનોમ
તાના દીમ તનોમ
તદીન તનોમ તદીન તનોમ તનોમ....તાના

દર દર દીમ તદીમ તનોમ
દર દર દીમ તદીમ તનોમ
દીમ તનોમ તદીમ તનોમ તદીમ તનોમ તનોમ તાના

—•—

## અંક ૨ જો.

દરબારીઓ                ૧૪

જય થાઓ મહારાજા ધીરાજ
અવિચળ રહો યુવરાજ;
જાણો પ્રજા તણી ઉરદાઝ.
કરો પ્રજા તણા હિત કાજ........જય.
થાઓ અખુટ સમૃદ્ધિના સ્વામી,
રિદ્ધિ સિદ્ધિ પ્રણમો શીર નામી;
ધન્ય ધન્ય દિન આજ........જય.

પત્રલેખા—                ૧૫

માલીકનાં બાળક સૌ, માલીક સૌના શ્રી જગનાથ (૨)
કર્તા હર્તા સૃષ્ટિના; સૌ બાજી એને હાથ-સહુ.
ઋણાનુ બંધે આવી મળતું ખાવ્યુ નવ કોઈનાથી ગળતું
જગત માત્ર તેને આધીન છે અનાથના જે નાથ સૌ.-મા.
નહિં પીંડ આ પોતાતણો પોતાનું કંઈ નવ જાણવું
સૌએ શુભાશુભ કર્મને પોતાતણું જ પ્રમાણવું-જગત.

શુશીલા ૧૬

કોને કહું મારા કજોડાની વાત,
બાઈ હુંતો પરણી તોય કુંવારી (૨)
જાણ્યું સાસરીઆમાં શેઠાણી થઈને રહેશું,
રૂડા સંસારીઆના લાખેણા લ્હાવા લઈશુ;
મોટા ઘરનાં કહેવાશું, માનમાંહિ મરડાશું;
એવા હરખે હું હરખાણી; પરણીને પુરી પસ્તાણી;
આશા એકે ફળી નહિ મારી—બાઇ

સદા-ચીદા-સુ- ૧૭

અરર અરર આશું કર્યું અલી અવળચંડી ક્રુર કામ,
કાળાં કરે કામ તેના કપાળમાં કીર્તિનો કાળો પડે આમડામ;
ભુંડું કરો તારૂં શ્રી ભગવાન;
જા જા ગધ્ધા દુર થા ઓ નાદાન;
ભોળીને ભમાવી ફંદમાં ફસાવી ભવ બાળ્યો મારો તેં હેવાન,
જેવું કરે તેવું ભરે અંતે સહુ ત્રાજવે ન્યાય તોળે ભગવાન;
અરરરર (૩)........અરર અરર

કાદમ્બરી— ૧૮

સખી જઈ સંદેશો કહેજે;
મમ સખીને ધીરજ દેજેરે........સખી.
અસ્ત થતાં દિનકરનો નલિની ઉદાસ મનમાં થાય;
અલ્પ પરિચયે ચક્રવાકી પણ પતી સુખને નવ ન્હાય,
તજ્યું સખીએ દર્શન પરનરનું
હું કયમ નામ લઉં નરવરનું—જઈ

સમજ્યા વિણુ સુખની આશામાં પામર જીવ તણાય.
વિષય ભોગ આ લોક તણા સૌ અંતે નીરસ જણાય;
એ વિષયે કયમ ચિત પરોવું—જઈ.

ચંદ્રાપીડ— ૧૯

અત્યુત્તમ પદ મિત્રતણું આ સંસારે સમજાય.
આ અવનીમાં અન્ય ઘણા જે સુખના સાથી થાય,
માતા પીતા ભ્રાતા થકી વળી ગુપ્ત પ્રિયજન સ્વજનથી
જે ગુહ્યમાં પણ ગુહ્ય તે પણ ગુહ્ય મિત્રથકી નથી;
મિત્ર રત્નથી આ ભવરણની સફળ સફર થઈ જાય
સમૃદ્ધિ ચૌદ ભુવન તણી પુરૂષાર્થે મળવી સ્હેલ છે;
સદભાગ્ય વિણુ સન્મિત્રની પ્રાપ્તી મહા મુશ્કેલ છે;
શબ્દ લઘુ પણ અર્થ અધિક બે અક્ષર માંહી સમાય

મહાશ્વેતા— ૨૦

રૂપે શું મન રચોરે, કાયાનો રંગ કાચોરે—ભગવાન ભજો
હાડ માંસને રૂધીર ભરેલું મઢયું ચામડે અંગ
ગંદા દેહનો ગર્વ નકામો કાયાનો રંગ પતંગ;
ભરૂસો નહિં સાચોરે કાયાનો રંગ કાચોરે—ભગવાનભજો

મહાશ્વેતા— ૨૧

શું કહું કથની મારી રાજ, શું કહું કથની મારી;
હું તો દૈવના ત્રાસે હારી રાજ—શું કહું.
પરખી પારિજાતક મે અર્પણુ કીધું મન મારૂં,
પતી તજી પરલોક સીધાવ્યા કરી જીવતર મમ ખારૂં—રાજ

ચંદન કાષ્ટની ચીતા રચાવી, પતી સહગમનની આશે,
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ ઉડી ગયો આકાશે-રાજ
અરપ્યું મેં સર્વસ્વ સ્વામીને, પ્રેમની કફની ધારી,
તજી જગત જંજાળ સર્વ હું પ્રીતે ભજું ત્રિપુરારી-રાજ.

ચંદ્રાપીડ— ૨૨

ચાહું તમ સાથ સદા
સતી ભગવતી તમ ચરણની સેવા
છોડું નવ સંગ કદા
દીલ મહીં લ્હાવ અનુપમ લેવા
આપ સમાગમ સુખકર લાગે
શાન્તિ સુધારસ રેલું સદા—દીલ.
હૃદય ડગ અડગ ભરવું ન ગમતું
પરમ પવિત્ર પ્રવિણ પ્રમદા—દીલ.

સખીઓ— ૨૩

મોંઘુ જોબનીયું એળે જાયરે
સાહેલી તારૂં મોંઘુ જોબનીયું એળે જાયરે.
રૂડા વસંતના વાયરા વાયરે—સાહેલી

કાદમ્બરી—વિધવિધ ખેલો ખેલતાં ગયું મુજ બચપણ જેમ
માત પીતાના લાડમાં જાશે યૌવન તેમ

સખી—"બ્હેન હવે માતપીતાનાં લાડ ન શોભે"

કાદમ્બરી—ત્યારે ?

સખી—"હવે તો પતીનાં લાડ શોભે"
જોને અનંગ તારી પુંઠળ પુંઠળ ધાયરે—સાહેલી

૨૪

તમાલીકા—
અલી જોજે મનાતી ભોળી મેના;
ભોળવશે તુજને પોપટજી મુખે મીઠું બોલી;
અલી જોજે દેતી તું અંતર ખોલી—ભોળવશે
મદલેખા—પ્રેમી પોપટ હાઝ દીલની દીલમાંહી સમાવશે;
રૂતુ વસંતે માનનીને મદનરાજ મનાવશે;
રસરાજની રસરેલ જ્યાં રગ રગમહીં વ્યાપી જશે
ઝખ મારી મેના માનશે; પણ ખોઇ પાયે લાગશે.

૨૫

કાદમ્બરી—
થઇ પ્રેમવશ પાતળીઆ (૨)
મારા મનના માલીક મળીઆરે—થઇ
પ્રીતે કરો મુખવાસ સજનવા રાજ હૃદયના વાસી
ચંદ્રપીડ—પ્રમદા પ્રીત જ્યોત પ્રકાશી (૨)
કાદમ્બરી—મારા મનના મનોરથ ફળીઆરે—થઇ
ચંદ્રપીડ—ભાગ્યવંત કર્યો ભગવતી મુજને
જીવન સફળ થયું મારૂં
સર્વ—કરો શ્રી હરિ શુભ તમારૂં
કાદમ્બરી—મારા મનના મલીક મળીઆરે-થઇ

૨૬

પત્રલેખા—ક્યાંઇ સ્વાર્થ વિના નવ પ્રીતી દીઠી આ જગમાં
ધુતારા જગમાં—ઠગારા જગમાં
લાગે સ્વાર્થ સુધી પ્રીતિ મીઠી મીઠી આ જગમાં

દીઠું સહુ નીજ સ્વાર્થને રોતું;
રોતાનાં આંસુડાં કોઇ ન લ્હોતું....સ્વાર્થ વિના
કહેણી મીસરી ખાંડ છે; કહેણી તાતા લોક;
કહેણી તેવી રહેણી છે; એવા વીરલા કોક;
ઔષધ માટે ફરે શેરી શેરી;
દર્દ મટયું કે લાગે વૈદ વેરી.....સ્વાર્થ વિના

મદલેખા }
તમાલીકા }
૨૭

અમ સખી તણા સ્નેહને સંભારજો રાજ
બોલ્યું વચન તમે પાળજો.
આજ્ઞા પીતાની પાળી વ્હેલા પધારજો.
દર્શન લાભ દઇ અમ નયનોને ઠારજો;
તમ મનના તાપ તમે ટાળજો રાજ—બોલ્યું.

મહાશ્વેતા—
૨૮

જા વિજયી નફ્ટ નીર્લજ દૂર્મતિ જા દૂર થા
અવિચારી થઇ વીકારી ગયો પરમધરમ હારી,
જ્ઞાનવાન ભુલી ભાન મતી ગઇ કાં મારી—જા.
વાર વાર છે ધીક્કાર તુજને, ઓ પાપી નર!
ઉર ઉપાવી આગ રાગ ધારી ત્યાગ માંહી ધુળ—જા.

## અંક ૩ જો.

ઋષકુમારો— ૨૯

મન મુરખ મમતા મેલી, ભજ અંત સમયના બેલી
રહ્યો પ્રપંચ દાવો ખેલી, પણ હારીશ બાજી જીતેલી
આવ્યો ત્યારે લાવીઓ શું ? સાથમાં શું લઈ જશે (૨)
ઠાલી હાથે આવીઓ, ઠાલો થઈ પાછો જશે
જેની સંગે રહ્યો રંગ રેલી, તે મુકશે તને હડસેલી
નહિં રહે નાણાની થેલી, ઘરબાર ઘાટ હવેલી—મન.

જાબાલી મુની— ૩૦

અચ્યુતપદ પ્રણમું પરમેશ્વર,
વિશ્વેશ્વર યોગેશ્વર શંકર........અચ્યુત
ભક્તપતી ભગવંત શ્રી ભૂધર વિશ્વે
પરીપૂર્ણ પરબ્રહ્મ પરાત્પર

સર્વ— ૩૧

જગમાંહી જેણે મન જીત્યું તેણે જીત્યું સર્વ ગણાય
સ્વર્ગ તણાં પણ અલભ્ય સુખડાં તેને તુચ્છ જણાય
વિષયમહિ મદમસ્ત બની માતંગ જુઓ સપડાય
મધુર નાદના નાદથકી મૃગ પારખી હાથે હણાય—આ
રૂપ પ્રકાશ દીપકનો દેખી પતંગ બાળે કાય,
રહે જળમાં પણ રસના સ્વાદે મીન તણો જીવ જાય-આ
કઠણ કાષ્ટ છેદી નીસરે પણ કમળ નહિ છેદાય,
પરાગ ગંધે મસ્ત બની અલી પુલકળી મહીં ગુંગળાય

લક્ષ્મી—　　　　　　૩૨

રામ ભજતું પ્રાણીઆ
તારા ભવની ભાવઠ ભાંગશે (૨)
તારા દેહનું સાર્થક થશે—રામ
"બોલો રામ સીતારામ"
પંખીડા તું જો વિચારી કર્મ ત્હારાં. લે સંભારી
વાસના નઠારી તુને રૈરવ નરકે નાંખશે—રામ
મૂઢ તેં મતિ વિસારી મતિ તેવી ગતિ ત્હારી
ઉડજે સંભાળી ત્હારી કંચનની કાયા થશે—રામ

કપીંજલ—　　　　　　૩૩

કોઈ મનઘેલા કોઇ મનઘેલા
કોઇ મસ્ત બનેલા અભીમાને
કોઈ ધાન ભૂખ્યા કોઈ માન ભૂખ્યા
કોઇ મૂર્ખ રહ્યા કાચા કાને;
કોઇ યશનાં કામ કરે હાથે (૨)
કોઇ અપયશ ઠામ વહે માથે (૨)
કોઈ સુખદુઃખ બે સરખાં માને,
કોઇ ચડયા સમયને તોફાને.

૩૪

સુશીલા—જા જા નકટી નીકળ અહીંથી બહાર,
ક્યાંથી શોકય તું સુખ બાળવા આવી?
ચીહા— કેવી બોલી તું વાત ઓ કજાત,
નરને નારી કહેતાં લાજ કેમ ના'વી,?
સુશીલા—જા જા નીકળ ટળ નટખટ ઝટપટ કુલટા,
તારૂં કપટ બધું મેં આજ અચાનક દીઠું;

સદા-ઇર્ષાબળી આ ઉંધું બાફે. રાંડજણીમાં
જણનારાએ નાંખ્યું નથી કંઇ મીઠું;
સુશીલા—ઘરના ઘુંડનીરે શાથી બગડી ગઈ છે બુદ્ધિ ?
સદા —લુચ્ચી શું લવેરે લાવું ઠેકાણે તુજ શુદ્ધિ.
લે લેતી જા. લે
રાંડ તું જાને, અહીંઠ થાને, જા તું દૂર થા (૨)
અરરર મરી ગઇ હાય વોય વોય.
ચીદા—સળગી હોળીરે કાકો કાકી ખુબ કુટાણા
સદા—બેહેંચ્યા વાલને વટાણા;.......જા જા

૩૫

સર્વે—ધન્ય ઘડી પળ શુભ દિન મંગળ.
આનંદ આનંદ આજ;
સુખ શાંન્તિ સહુજન પામ્યાં,
સુધર્યાં સર્વેનાં કાજ;
અજરામર કરશે નીજ નામ જે કરશે શુભ કામ,
કાળાં કરનારાને કરમે કાળો ડામ
ગોટાળો વળ્યો શ્રાપથી અજબ ગજબ થયો.
પુરૂષ હું હતો, બૈરી બની ગયો.
આ આખલા ઉપર હું પણ ફીદા ફીદા થયો ધન્ય.

કંચનીઓ— ૩૬

ગરે ગમ પમ ગરે ગસારે નીસાનીસા (૨) ગરેગમ પરેરે
પપપ મપની ધપ મધપ મગરે પપપસાગ-પમ
સારે નીસા નીસા—ગરે
સાપ મપ પપ નીધપ નીધપ.

મસાની ધપ મગરે

પપપ સા—ગ—પ—મ. (૨)

સારે નીસા નીસા—ગરે

શુક શાસ્ત્રગંજ— ૩૭

દિવ્ય લોકથી ભ્રષ્ટ થઈને, મૃત્યુ લોકમાં જઇ ચઢીઓ;

કામ વાસનાનું ફળ પામી, શુક જાતીમાં હું પડીઓ.

કાદમ્બરી— ૩૮

પીંજરૂં પડયું સૂનું મારૂં (૨)

પ્યારા પંખીડા વીના—પંખીડા વીના—પીંજરૂં

સ્ત્રીઓ—સુંદર શરીર જણાય કાન્તનું પ્રથમ હતું જેવું

કાદમ્બરી—પ્યારા પંખીડા વીના

સ્ત્રીઓ—સહજ ઢળેલાં નેત્ર લલાટની કાન્તિ પણ એવી

ગુંછળાવાળા કેશ આકૃતિ પ્રથમ હતી તેવી

કાદમ્બરી-પ્યારા પંખીડા વીના

સર્વે— ૩૯

શુદ્ધ પ્રેમ તણો થયો વિજય વિજય,

પ્રીતે પામ્યા ઇષ્ટપદ અભય અભય;

સત્કર્મો થકી કીર્તિ વધારે,

તાત શ્વસુરના કુળને તારે;

જગમાં ઉચરાય જય જય જય,

તેનો જગમાં ઉચરાય જય જય જય.

**સમાપ્ત.**

# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી આર્ય નૈતિક નાટકસમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી મળશે. માટે જેઓ સાહેબને જોઈતા હોય તેએ રોકડી કીંમતે મંગાવી લેવાં. વી. પી. થી મોકલવામાં આવશે નહી.

| ચોપડીનાં નામ | કીંમત | ચોપડીનું નામ | કીંમત |
|---|---|---|---|
| ૧ એધારી તલવાર ... | ૦-૪-૦ | ૨૧ જાહેરે શમશીર ... | ૦-૪ |
| ૨ બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર | ૦-૪-૦ | ૨૨ શ્રી જયમતી ... | ૦-૪ |
| ૩ સરોજની ... | ૦-૪-૦ | ૨૩ ઉર્વશી-પુરૂરવા ... | ૦-૪ |
| ૪ પરશુરામ ... | ૦-૪-૦ | ૨૪ કનક કેશરી ... | ૦-૪ |
| ૫ ઇન્દ્રાવતી ... | ૦-૪-૦ | ૨૫ વિશ્વપ્રેમી કલાપી ... | ૦-૪ |
| ૬ સરસ્વતીચંદ્ર ... | ૦-૪-૦ | ૨૬ અમર લક્ષ્મી ... | ૦-૪ |
| ૭ સતી તોરલ ... | ૦-૪-૦ | ૨૭ પીપા ભગત ... | ૦-૪-૦ |
| ૮ પુત્રરત્ન પુંડલીક ... | ૦-૪-૦ | ૨૮ હોથલ પદ્મણી ... | ૦-૪-૦ |
| ૯ સતી પદ્માવતી ... | ૦-૪-૦ | ૨૯ જેસલ તોરલ ... | ૦-૪-૦ |
| ૧૦ સૂર્ય કુમારી ... | ૦-૪-૦ | ૩૦ બીરબલ બાદશાહ | ૦-૪-૦ |
| ૧૧ સ્વદેશ સેવા ... | ૦-૪-૦ | ૩૧ પ્રવિણ સાગર ... | ૦-૪-૦ |
| ૧૨ 'રા' માંડલીક ... | ૦-૪-૦ | ૩૨ રાજ લીલા ... | ૦-૪-૦ |
| ૧૩ છત્રવિજય ... | ૦-૪-૦ | ૩૩ મહારાજ શાન્તનું | ૦-૪-૦ |
| ૧૪ સુરદાસ ... | ૦-૪-૦ | ૩૪ માર્વાલિકાગ્નિમિત્ર | ૦-૪-૦ |
| ૧૫ શ્રી ભકિતવિજય ... | ૦-૪-૦ | ૩૫ વીર દુર્ગાદાસ | ૦-૪-૦ |
| ૧૬ સુરેખા હરણ ... | ૦-૪-૦ | ૩૬ સતી મંજરી(હીન્દી) | ૦-૪-૦ |
| ૧૭ નાગર ભક્ત ... | ૦-૪-૦ | ૩૭ મહાશ્વેતા કાદંબરી | ૦-૪-૦ |
| ૧૮ નીલમ માણેક ... | ૦-૪-૦ | ૩૮ રાજા સંભાજી ... | ૦-૪-૦, |
| ૧૯ યોગ કન્યા ... | ૦-૪-૦ | ૩૯ સંસાર લીલા ... | ૦-૪-૦ |
| ૨૦ મનહર મેના ... | ૦-૪-૦ | ૪૦ તારા સુંદરી ... | ૦-૪-૦ |

**નકુભાઇ કાલુભાઇ શાહ.**

માલેક શ્રી આર્ય નૈતિક નાટક. સમાજ